# કચ્છનો શાળોપયોગી ઈતિહાસ.

આજમ મેહેરબાન



રા. રા. દીવાનજી સાહેબ.

રાઓબાહાદુર મણીભાઇ જસભાઇની આજ્ઞાથી

રચનાર

## આત્મારામ કેશવજી દ્વિવેદી.

બીજી આવૃતિ.



અમદાવાદમાં

મામાની હવેલી મધે અમદાવાદ યુનાઇટેડ પ્રીંટીંગ એન્ડ જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યો.



સં૦ ૧૯૪૦. ઈ૦ સ૦ ૧૮૮૪

કિમત કોરી ૦॥.

# કચ્છનો શાળોપયોગી ઇતિહાસ.



આજમ મેહેરબાન



રા. રા. દીવાનજી સાહેબ

રાઓબાહાદુર મણીભાઇ જસભાઇની આજ્ઞાથી

રચનાર

## આત્મારામ કેશવજી દ્વિવેદી.

બીજી આવૃતિ.





અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે અમદાવાદ યુનાઇટેડ પ્રીંટીંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સં૦ ૧૯૪૦. ઇ૦ સ૦ ૧૮૮૩.

કિંમત કોરી ૦॥.

૨૦૭૮

# પ્રસ્તાવના.

કચ્છના વિદ્યાર્થિઓ ઇંગ્લંડ અને અમેરિકા ઇ૦ની જમીનની પેદાશો મુખ્ય શહેરો વગેરેની વાતો જાણે તથા કિંગ હેન્રી અને ઇલિઝાબેથ વિશે પૂછો તો કડકડ કહી જાય પણ કચ્છમાં કઈ કઈ જાણવા જોગ જગ્યાઓ છે, શું શું પેદા થાય છે અને ભુજનગર વસાવનાર રાઓ શ્રીખેંગારજીથી વિદ્યમાન મહારાઓ શ્રીખેંગારજી સુધી કોણ કોણ રાજા ભુજનગરની ગાદી ઉપર થયા ઈ૦ સવાલો પૂછશો તો હું ધારૂં છું કે સેંકડે ૯૫ ચુપ રહેશે. આ એક મોટી ખામી કહેવાતી હતી. પરંતુ કચ્છના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર રા૦ રા૦ દલપતરામ પ્રાણજીવન ખખ્ખરે કચ્છની ભૂગોળ રચી એ ખામી કેટલેક દરજ્જે પૂરી પાડી છે. મેં એક ઇતિહાસ રચેલો છે પરંતુ નિશાળના ધોરણ માટે તે બહુ મોટો પડવાથી નામદાર દીવાનજી સાહેબ રાઓ બાહાદુર મણીભાઇએ તેનો એક સંક્ષેપ રચવા મને ફરમાવતાં મેં તૈયાર કરી રજુ કીધો તે વિષે રા૦ રા૦ એ૦ ઇન્સ્પેક્ટર સાહેબે કેટલીક સૂચના કીધી તે પ્રમાણે તથા નામદાર દીવાનજી સાહેબે પોતાને હાથે કોઈ કોઈ ઠેકાણે શોધી આપ્યો છે તે મુજબ છપાવી પ્રગટ કીધો છે અને બાહેર પડ્યા કેડે કોઈ ગૃહસ્થ તરફથી યોગ્ય સૂચના થશે તો બીજી આવૃત્તિમાં ફેરફાર કરવામાં આવશે.

ભુજનગર, તા૦ ૧ માર્ચ ૧૮૮૦. — આત્મારામ કે. દ્વિ.

## બીજી આવૃત્તિ વિશે.

કોઈ ગ્રહસ્થ તરફથી અગત્યનો ફેરફાર કરવા સૂચના ન થતાં કીધો નથી પણ વિદ્યમાન મહારાઓ શ્રીના રાજ્યની હકીકત જરા વધારે વિસ્તારી છે. તા. ૧ જાનેવારી ૧૮૮૪

# કચ્છનો શાળોપયોગી ઇતિહાસ.



કચ્છના હાલના રાજ્યાધિકારીઓ ચંદ્રવંશી છે. તેઓનું મૂળ યાદવોમાંથી ગણાય છે. એમ કેહેવાય છે કે ઇ૦ સ૦ ના છઠા સૈકામાં દેવેંદ્ર નામે તેમનો એક પૂર્વજ હતો તેને અસપત, ગજપત, નરપત અને ભૂપત નામે ચાર દીકરા હતા તેમાંથી મોટા અસપતને નબી મહમદે મુસલમાન કીધો. ગજપતના વંશના ચૂડાસમા, નરપતના સમા અને ભૂપતના ભટ્ટી થયા. ચૂડાસમા થોડાં વર્ષો ઉપર જૂનાગઢમાં રાજ્ય કરતા હતા. સમામાંથી જાડેજાઓ થયા છે જેઓ હાલ આખા કચ્છ અને સૌરાષ્ટ્રના કેટલાક ભાગો ઉપર રાજ્ય કરેછે અને ભટ્ટી જેસલમેરના અધિપતિ છે.

ઇ૦ સ૦ની નવમી સદી અગાઉ સમા લોકો સિંધમાં હતા તેઓમાંના લાખીયાર ભડ નામે એક રાજાએ નગર સમે વસાવી. એને લાખો ધુરારો નામે પુત્ર હતો. લાખાધુરારાને ચાવડી અને ધોએલ એમ બે રાણીઓ હતી. ચાવડીથી મોડ વરેઆ, સાંધ અને ઓઢો તથા ધોએલથી ઉનડ જેહો, ફુલ અને મનાઈ એમ આઠ કુંવરો હતા. પાટવી મોડ હતો પણ લાખાની પ્રીતિ ધોએલ રાણી ઉપર હોવાથી ગાદી ઊનડને આપી માટે મોડ રીસાઇને પોતાના સાવકાભાઈ મનાઇને સાથે લઈ કચ્છમાં આવ્યો.

એ વખત કચ્છમધ્યે પશ્ચિમમાં ચાવડા, મધ્યમાં કાઠીઓ અને પૂર્વમાં વાઘેલાઓનો અમલ હતો. ચાવડામાં વાઘમ કરીને હતો જે મોડનો મામો થાય. તે * પાટગઢમાં રેહેતો હતો તેને ત્યાં આવી મોડ અને મનાઈ ઉતરેચા અને વાઘમને દ-

* ગરડા પરગણામાં એનું ખંડેર છે.

ગાથી મારી નાખી તેનું રાજ્ય કબજે કીધું. ×ગુંતરીમાં તે વખતે સાત સાંધ વાઘેલાઓ હતા તેઓએ એ બાબત દાવો ઉઠાવ્યો કે વાઘમ અમારો ખંડીઓ હતો માટે તેના ખૂનનો જવાબ લેશું. મોડે તેઓને તદબીરથી થંડા પાડ્યા અને ચૌદ ગાડાં ઘાસની રોજ ખંડણી પોચાડવી કબુલ કીધી. એક વખત તેણે તે ગાડાંઓમાં હથિયારબંધ માણસો ભરી ઉપર ઘાસ ઢાંકી ગુંતરીના ગઢમાં દાખલ કરી દઈ. સાંધો ગફલતમાં હતા તેમને કાપી નાખ્યા અને ગુંતરી સર કીધી. થોડે થોડે તેઓએ આખા કચ્છનો કબજો કીધો અને ચાર ભાગમાં વેહેચણ કીધી. તેમાં બે મોડના એક મનાઇનો અને એક તેઓએ કેર (પાપ) કીધાં તેને વાસ્તે દાન કરવાનો. પણ મનાઇએ એ કેરનો ભાગ દબાવી રાખ્યો માટે તેનું ઉપનામ કેર પડ્યું તેના વંશના અદ્યાપી કેર કેહેવાય છે અને તેણે ગામ વસાવ્યું તેનું નામ પણ કેરા પડ્યું.

મોડનો દીકરો સાડ થયો તેણે કંથકોટનો કિલ્લો બાંધ્યો, સાડનો ફુલ થયો તેણે બાલાડી તથા અણગોરના કિલ્લા બાંધ્યા. ફુલનો લાખો ફુલાણી થયો જે મહાપ્રતાપી હતો તેની કીર્ત્તિ આજ પણ કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત અને મારવાડમાં ગવાય છે મારવાડમાં તેનો ફુલરા નામે ગઢ છે અને મોટા મેળાઓમાં તેનાં ગીતો ગવાય છે.

લાખા ફુલાણીનો સોરઠમાં એક ગ્રહરિપુ નામે મિત્ર હતો તે સામે મૂળરાજ સોળંકી ચડી આવ્યો હતો, તે લડાઇમાં ગ્રહરિપુની મદદમાં લાખો ગયો હતો તેઓની આટકોટ પાસે લડાઈ થઈ તેમાં લાખો સૂરો થઈ પડ્યો હતો.

લાખાને પુત્ર ન હતો માટે પાછળ તેનો ભત્રીજો પુંઅરો

---

× પાવર પરગણાંમાં ખંડેર છે.

થયો તેણે [૧]પધરગઢનો કિલ્લો બાંધ્યો. આ પુંઅરો જુલમી હતો કહેછે કે તેણે સંઘાર લોકો ઉપર બહુજ જુલમ ગુજાર્યો હતો માટે સંઘારોના દેવ યક્ષોએ તેને મારી નાખ્યો હતો એ યક્ષોની પુંઅરાના ગઢ પાસે સ્થાપના થઈ છે અને ભાદરવા સુદમાં ત્યાં મોટો મેળો ભરાય છે.

પુંઅરાને સંતતી ન હોતાં તેની વીધવા સ્ત્રીએ જામ ઉન્નડના વંશમાંથી જામ લાખાને દત્તક લીધો તેમની વંશાવળી નીચેમુજબ છે.




## પ્રકરણ બીજું.

### જામ લાખા જાડાણીથી રાઓશ્રી ખેંગારજી સુધી.

લાખા જાડાણીએ કચ્છમાં આવી પોતાના ભાઈ લાખી-

---

૧ પુંઅરાના ગઢના નામે ખંડેર માકપરગણામાં છે તે.

યારને નામે લાખીયાર ‡વીઅરો નામે ગામ વસાવી તેમાં ગાદી સ્થાપી સ૦ ૧૨૦૩ ઈ૦ સ૦ ૧૧૪૭ હાલના રાજ્યવંશને સમાની મટી જાડેજાની અવટંક આ રાજાના વખતથી લાગીછે તેનાં બે કારણ છે. એકતો એ કે લાખાને તેના કાકા જાડાએ દત્તક લીધો હતો માટે સિંધી ભાષાના નિયમ પ્રમાણે તે જાડેજો (જાડાનો) કેહેવાયો બીજું એ કે લાખો તથા લાખીયાર એ બેઉ બેલડાં જન્મ્યા હતા. સિંધી ભાષામાં બેલડાંને જાડા કહે છે તે ઉપરથી પણ તેના વંશના જાડેજા કેહેવાય.

દીકરીઓને જન્મતાં વેતજ મારી નાખવાનો દુષ્ટ ચાલ આ રાજાના વખતથી ચાલ્યો હતો તેનું કારણ એ હતું કે લાખાને સાત દીકરીઓ હતીઓ તેઓને યોગ્ય વર ગોતવા પોતાના કુળગોરને મોકલ્યો તેણે ઘણા દેશ ફરી આવી જાહેર કીધું કે કોઈ રાજસ્થાન સમાઓની બરોબરી કરી શકે એવું મારા જોવામાં આવ્યું નહી માટે મે એકે કન્યાનું સગપણ કીધું નથી. લાખો એ સાંભળી અભિમાનમાં બોલ્યો કે ધિક્કાર છે આ દીકરીઓને કે એઓને લીધે અમે આવા મોટા કુળના હોઇને કોઈકના સસરા અને સાળા કેહેવાઇએ. કન્યાઓ આ ધિક્કારથી જીવતે અગ્નીમાં બળી મુઇઓ અને તે દિવસથી દીકરીઓ જન્મે ત્યારે તરતજ મારી નાખવાનો રિવાજ પડ્યો. જે માયાળુ અંગ્રેજ સરકારનો અમલ થયો ત્યાં સુધી ચાલુ હતો. પોતાના પેટનાં નિરપરાધી બાળકને આ રીતે મારી નાખવામાં એ લોકોને કંઈ પણ કમકમાટી છુટતી નહી અને તેને દૂધની કડાઇમાં બોળીને મારી નાખવાથી તથા થોડાંક સોનાનું દુષ્ટગોરને દાન આપવાથી કંઈ પણ પાપ લાગતું નહી એમ તેઓ માનતા હતા.

‡ પાવર પરગણામાં ચારણોનું ગામ છે.

જામ લાખા પછી તેનો પુત્ર રાયધણ થયો સ૦ ૧૨૩૧ ઈ૦ સ૦ ૧૨૧૫ તેને ચાર દીકરા હતા તેઓને દેશના સરખા ચાર ભાગ કરી આપી વેહેચણ કીધી હતી મોટા દેદાને કંથકોટ, ઓઢાને લાખીયાર વીઅરો, ગજણને *બારો અને હોથીને પુનડી ઈ૦ ગામો આપ્યાં.

લાખીયારવીઅરાની ગાદી ઉપર ઓઢોજી આવવાથી બીજા ભાઈઓને માઠું લાગ્યું અને પરસ્પર વિરોધ ચાલ્યો. કંથકોટ અને પૂનડી દૂર હોવાથી દે દે તથા હોથીએ વાત છોડી દીધા પણ ગજણના વંશનો ગરાસ પાસે હોવાથી તેમની વચ્ચે વિરોધ ચાલ્યા કીધો તેમાં છેક પંદરમાં સૈકાનાં ઓઢાજીના વંશમાં જામ હમીરજી અને ગજણજીના વંશમાં જામ રાવળ થયા ત્યાં સુધી નાના નાના ટંટા શિવાય જાણવા જોગ બનાવ કંઈ બન્યો ન હતો. જામ રાવળે કપટથી નર્મી દઈ હમીરજી સાથે સલાહ કીધી અને તેમને તેમના ચાર પુત્રો સહિત મિજમાનીમાં આવવા બાડે બોલાવ્યા.

હમીરજીને અલીયોજી, ખેંગારજી, સાહેબજી તથા રાયબજી કરી ચાર પુત્રો હતા અને કમાબાઈ કરી એક પુત્રી હતી જેને અમદાવાદમાં પરણાવેલાં હતાં. બારે જવા વખત અલીયોજી પોતાની બેનને મળવા અમદાવાદ ગયા હતા અને રાયબજી પોતાનાં મોસાળ વીરાવાવમાં હતા બાકી ખેંગારજી તથા સાહેબજીને લઈ હમીરજી બાડા તરફ ચાલ્યા.

વીંઝાણમાં જામ રાવળના ભાઈ અજાજીની સ્ત્રી ખેંગારજીની માસી થતી હતી તેને ખબર હતી કે જામ રાવળ હમીરજીથી દગો રમશે માટે તેણે ખેંગારજી તથા સાહેબજીને પોતા પાસે બોલાવી લીધા અને હમીરજી બાડે ગયા ત્યાં તેમને પુષ્કળ મદિરા પાઈ દગેથી મારી નાખ્યા × ( સં૦ ૧૫૯૨ ઈ૦

---

* બારો ગામ અબડાસામાં નળીયાથી બે કોસ ઉપર છે.
× જામ હમીરજીની છતરડી બારા ગામ પાસે છે.

સ૦ ૧૫૦૬ ) એ ખબર થતાંજ કુંવરોને છછર બુટ્ટા નામના એક મીયાણા સાથે અમદાવાદ તરફ મોકલી દીધા. જામ રાવળને શોધ કરતાં માલમ પડ્યું કે કુંવરો વીંઝાણ છે માટે તેમને મારી નાખવાં તે ત્યાં આવ્યો પણ પત્તો લાગ્યો નહી માટે પગ લેતો લેતો છછર બુટ્ટો નાઠો હતો તેને પાછળ આવ્યો.

## જામ લાખાથી જામ હમીરજી સુધી વંસાવળી.

જામ લાખો જાડાણી ઈ૦ સ૦ ૧૧૪૭.

|

જામરાયધણ ઈ૦ સ૦ ૧૧૭૫.

| | | | | |
|---|---|---|---|---|
| દેદો | ઓઠો | ઈ૦ સ૦ ૧૨૧૫ | ગજણ | હોથી |
| | ગાહોજી | ઈ૦ સ૦ ૧૨૫૫ | હાલો | |
| | વેહેણજી | ઈ૦ સ૦ ૧૨૮૫ | રાયધણ | |
| | મુળવોજી | ઈ૦ સ૦ ૧૩૨૧ | કુંભેર | |
| | કાંપોજી | ઈ૦ સ૦ ૧૩૪૭ | હરધોળ | |
| | આમરજી | ઈ૦ સ૦ ૧૪૧૪ | હરપાળ | |
| | ભીમજી | ઈ૦ સ૦ ૧૪૨૯ | ઉન્નડ | |
| | હમીરજી | ઈ૦ સ૦ ૧૪૭૨ | તમાચી | |
| | | | હરભમ | |
| | | | હરધોળ | |
| | | | લાખો | |
| | | | રાવળ | |

## પ્રકરણ ૩ જું.

## રાઓશ્રી ખેંગારજી પેહેલા.

### સં૦ ૧૫૬૬-૧૬૪૨. ઈ૦ સ૦ ૧૫૧૦-૧૫૮૬,

છજ્જર બુટ્ટો કુંવરોને લઈ સાપર પોતો ત્યાં ભીયાં કકલ નામના એક મીયાણાએ તે ત્રણે જણને એક કાલરમાં સંતાડી મુક્યા, જામ રાવળ એ ઠેકાણે આવી પોચતાં તેણે ભીયાંને પૂછયું તો તેણે કાન આડા હાથ દીધા પણ રાવળે ઓવાડ નાખતાં પગ આગળ ચાલ્યો નહી તેથી તેને ભીયામાં શક ગયો માટે તેણે ભીયાના એક છોકરાનું માથું ઉડાવી દીધું તોપણ તેનો પત્તો મળ્યો નહી માટે તેણે ભીયાના એક પછી એક છ છોકરા મારી નાખ્યા ભીંયે કાંઈ જવાબ આપ્યો નહી એટલે રાવળ તેનો સાતમો છોકરો જીવતો રાખી વળી નીકળ્યો.

પાછળથી ભીંયે ત્રણે જણને બાહાર કહાડતાં તેઓ નાઠા રસ્તામાં ચરાડવા નામે ગામે જતાં ત્યાં ગોરજી માણકમેરજીએ તેમને કેટલુક ભવિષ્ય કહ્યું અને એક સાંગ આપી તેથી તેઓનું સારૂં થશે એમ દિલાસો આપ્યો ત્યાંથી ચાલી તેઓ અમદાવાદ જઈ અલીયાજીને ત્યાં ઉતરેચા.

એક દિવસ એવો બનાવ બન્યો કે અમદાવાદની આસપાસ એક વિક્રાળ સિંહે ઘણું નુકસાન કીધું તેને મારવા ત્યાંનો બાદશાહ મહમદ બેગડો પોતે ચડ્યો. સિંહે બાદશાહના હાથી ઉપર તલાપ મારી તે વખતે તેના બધા એશીઓ દૂર ખશી ગયા અને ખેંગારજીએ તે વિક્રાળ પશુ ઉપર સાંગ ફેંકી તેનો પ્રાણ લીધો અને બાદશાહનો જીવ જોખમમાંથી બચાવ્યો. આ વખત ખેંગારજીની અવસ્થા ફકત ૧૪ વર્ષની હતી આવડી નાની અવસ્થાનાં બાળકે આવડું મોટું પરાક્રમ કર્યું તે જોઈ

બાદશાહે બહુ ખુશીથઈ તેને રાઓનો કિતાબ આપ્યો અને તેની હકીકત સાંભળી ગયેલું રાજ્ય પાછું મેળવવા બાર હજાર સ્વાર કેટલુંક દ્રવ્ય અને મોરબી સ્વાધીન કરવા પરવાનો લખી આપ્યો.

મોરબીમાં આ વખત નવાબખાન ગોરી થાણે હતો તેણે તે હુકમ માન્યો નહી માટે લડાઈની તૈયારી થઈ તેટલામાં ગોરીના કામદારો જોશી કારો અને રૂધો ખેંગારજીને આવી મળ્યા અને મોરબીના કમાડ ઉઘાડી દીધાં એટલે ખગારજીએ અદર દાખલ થઈ નવાબખાનને મારી મોરબી સર કીધી અને તેટલામાં કચ્છથી પણ હોથી નોંઘણજીની સરદારી તળે કેટલીક મદદ આવી પહોંચી.

મોરબી સર કરી સાપરમાં રાવળના પક્ષનો જામ અબડો હતો તેને મારી સાપર સ્વાધીન કરી ત્યાં રાઓશ્રી ખેંગારજી ટીલ બેઠા અને તે રોજથી તે ગામનું નામ રાપર પડ્યું. ત્યાં રહી રાવળ જામની જમીનને નુકસાન કરતે કરતે ઠેઠ બારાની પડોશ સુધી પહોંતા ત્યારે રાવળ જામ કેટલાંક ગામો ચારણોને દાનમાં આપી દઈ પોતે સાત સેરડાને માર્ગે નાસી જઈ જેઠવાઓના મુલકમાં ગયો અને ત્યાં થોડે થોડે ઘણી જમીન હાથ કરી લઈ જેઠવાઓના નાગનીબંદરને ઠેકાણે નવા નગરનું તોરણ સંવત ૧૫૯૬ માં બાંધી ત્યાં પોતાની ગાદી સ્થાપી. જે જમીન જામ રાવળને હાથ આવી તેનું નામ ગજણનો દીકરો હાલો કે જેના વંશમાં જામ રાવળ હતો તેના નામથી હાલાર પડ્યું.

રાઓશ્રી ખેંગારજીએ હવે કચ્છ સ્વતંત્ર તાબે કરી પોતાને સંકટ વખતે મદદ કરનારાઓને બદલો આપ્યો. ભીંયા કકલને બાર ગામ અને જામનો કિતાબ, છછર બુટાને સાત ગામો

અને ગોરજી માણકમેરજીને બાર ગામો આપ્યાં એમની આપેલી સાંગ હજી માણકમેરજીની પોશાળમાં છે અને દશેરાને રોજ તખ્તના માલિક તેની પૂજા કરેછે.

રાઓશ્રીએ સંવત ૧૬૦૨ માં અંજારની ૧૬૦૫ માં ભુજનગર અને ૧૬૩૬ માં રાયપર બંદરની સ્થાપના કીધી રાયપર નામ આગળ જતાં બદલી હાલ માંડવી બંદર કહેવાય છે.

રાઓશ્રી ખેંગારજી કુલ ત્રણ વખત ટીલે બેઠા હતા પ્રથમ રાપરમાં પછી જામ રાવળને નસાડી લાખીયાર વીઅરામાં અને છેલે સં૦ ૧૬૦૫ માં ભુજનગરમાં ટીલે બેઠા અને લાખીયારવીઆરો ચારણોને દાનમાં આપી દીધો.

રાઓશ્રી ખેંગારજીએ ઘણી લાંબી અવસ્થા વર્ષ ૯૦ની ભોગવી હતી અને દેશને બહુજ આબાદ કર્યો હતો તથા સિંધના મીર ગાજીખાંને કેટલીક મદદ કરી રાયમા બજાર સુધી સિંધનો ભાગ પણ લીધો હતો.

રાઓશ્રી ખેંગારજીને ભોજરાજજી તથા ભારમલજી નામે બે કુંવરો હતા તેમાંથી મોટા ભોજરાજજી રાયધર આમર સામેની ઝપાઝપીમાં ઝાલુ છેલામાં કામ આવ્યા હતા. જેથી પાછળ ગાદી કુંવર ભારમલજીને મળી.

## રાઓશ્રી ભારમલજી પેહેલા.

સં૦ ૧૬૪૨–૧૬૮૮. ઈ૦ સ૦ ૧૫૮૬–૧૬૩૨.

રાઓશ્રી ખેંગારજીના પાટવી કુંવર ભોજરાજજી સ્વર્ગવાસી થયા હતા પણ પાછળ તેમના કુંવર અલીયોજી હતા જેમની ઉમર ઘણી નાની હોવાથી રાજ્યનો લગામ કુંવર ભારમલજીના હાથમાં આવી. ભારમલજીને કંઈ પણ મેહેનત વગર એટલી બધી હકુમત અને દ્રવ્ય હાથમાં આવ્યાં તેથી તેમણે ઉદારતા

ઘણી કરી જેથી લોકોમાં કેહેવત ચાલી છે કે "खटयो खेंगार ने भोगव्यो मारे."

ભારમલજીના વખતમાં જાણવા જોગ બનાવ એ બન્યો હતો કે તેમણે જહાંગીરશાહ બાદશાહની અમદાવાદ જઈ મુલાકાત કરી દેશ ઉપરથી ખંડણી કડાવી નાખી હતી એવી સરતથી કે જે હાજીઓ મક્કે હજ કરવા જવા સારૂ કચ્છનાં બંદરોએથી ચડે તેમને વગર ખર્ચે ત્યાં પોચાડી આપવા.

ભોજરાજજીના કુંવર અલીયાજીએ ઉમરે પોચતાં પોતાના હકનો દાવો ઉડાવ્યો પણ કંઈ ન વળતાં તેમણે કોરા પરગણુ કબુલ કીધું. તેમણે વીઝાણમાં અલીયાસર તળાવ બંધાવ્યું છે તથા પીર થઈ પુજાતા હતા હજી પણ તેમનો પાળીયો કોરામાં છે તેને લોકો કસુંબા ચડાવે છે.

## રાઓશ્રી ભોજરાજજી.

સં૦ ૧૬૮૮-૧૭૦૨. ઈ૦ સ૦ ૧૬૩૨-૧૬૪૬.

ભારમલજીના પાટવી કુંવર જેહાજી નાની ઉમરમાં સ્વર્ગવાસી થયા હતા માટે ગાદી કુંવર ભોજરાજજીને મળી તેમની કારકીર્દિમાં મુનરાબંદરની સ્થાપના થઈ પ્રથમ તેને કુમરો, કેહેતા હતા. પછીથી ભુજપર બંદર અને છેલે મુનરો નામ પડયું છે.

## રાઓશ્રી ખેંગારજી બીજા.

સં૦ ૧૭૦૨-૧૭૧૧. ઈ૦ સ૦ ૧૬૪૬-૧૬૫૫.

રાઓશ્રી ભોજરાજજીને સંતતી ન હોવાથી પાછળ તેમના ભાઈ મેઘજીના કુંવર ખેંગારજીને દત્તક લીધા. ખેંગારજીએ એક મારવાડી ચારણને આશ્રય આપ્યો હતો તેને લાખી આર વીઅરાના ચારણોએ મારી નાખ્યો માટે ખેંગારજી તેઓને સજા કરવા ચડી ગયા ત્યાં એક ચારણી આણીના શ્રાપથી દેવ

થયા એમ કેહેવાય છે અને તે દિવસથી કચ્છની ગાદીના માલેકે લાખીયાર વીઅરાનું પાણી અને રજ અગ્રાહ્ય કરેલ છે.

## રાઓશ્રી તમાચીજી.

સં૦ ૧૭૧૧-૧૭૨૨. ઈ૦ સ૦ ૧૬૫૫-૧૬૬૬.

ખેંગારજીને સુમરીને પેટે એક અનૌરસ પુત્ર હતો તેને શિગ્રામજીએ ગાદીએ બેસાર્યો પણ ભાયાતોને તે વાત પસંદ ન પડવાથી ખેંગારજીના ભાઈ તમાચીજીને ખંભરેથી બોલાવી લાવી હમીરજીને ઓગણીસમે દીવસ ગાદી ઉપરથી ઉઠાડી મુકી તમાચીજીને અભિષેક કીધો તથા હમીરજીને ગુજરાન વાસ્તે ગામ ભોજાએ આપ્યું.

## રાઓશ્રી રાયધણજી પેહેલા.

સં૦ ૧૭૨૨-૧૭૫૪. ઈ૦ સ૦ ૧૬૬૬-૧૬૯૮.

રાયધણજી ગાદીએ બેઠા પછી જહાંગીરશાહે માફ કરેલ ખંડણી પાછી લેવા અમદાવાદ જવાબે પઠાણ મોઆઝીમબેગને મોટાં લશ્કરથી કચ્છ ઉપર મોકલ્યો તેણે પધ્ધર પાસે છાવણી નાખી ત્યારે રાઓશ્રીએ સાયુરાદપીર અને વકીલોને સામા મોકલી ખંડણી માફ થવાનાં કારણો સમજાવ્યાં તેથી તથા લશ્કરની તૈયારી જોઈ ડરી જવાથી મોઆઝીમબેગ સમજુતી કરી પરવાનો આપી પાછો વળી ગયો.

## મહારાઓશ્રી પ્રાગમલજી પેહેલા.

સં૦ ૧૭૫૪-૧૭૭૨. ઈ૦ સ૦ ૧૬૯૮-૧૭૧૬.

રાયધણજીને અગ્યાર કુંવરો હતા તેમાં મોટા નોંઘણજી તથા રવોજી તેમની હયાતીમાંજ દેવ થયા હતા, નોંઘણજીના કુંવર હાલોજી તથા રવાજીના કાંયોજી હતા અને ત્રીજા કુંવર પ્રાગમલજી વગેરે સહુ હયાત હતા તે બધાંઓને દેશનાં જુદાં

જુદાં કામો સોંપેલાં હતાં. રાઓશ્રી દેવ થયા ત્યારે તેમના અગ્નિસંસ્કાર વાસ્તે બધા કુંવરો છતરડીએ ગયા તે વખતે પ્રાગમલજી આંખ દુખવાનું બહાનું કરી ત્યાં ગયા નહી અને શેહેરમાં રાજ્યાભિશેકનાં વાજંત્રો વગડાવ્યાં છતરડીએ ગયેલા કુંવરો એ સાંભળી અજબ થયા ત્યારે પ્રાગમલજીના કુંવર ગોડજીએ કહ્યું કે એ મારા ભોળા પિતાનાં કામ હશે માટે હું જઈ તેમને સમજાવુંછું એમ કહી શેહેરમાં આવ્યા અને બધા દરવાજા બંધ કરી દીધા. બીજા કુંવરો છતરડીએથી વળ્યા ત્યારે આ બનાવ જોઈ નાઠા અને પોતપોતાને હસ્તે જે જે થાણાં હતાં તે દબાવ્યાં તેમાં હાલાજીએ મનરો કાંઠી તથા કોઠારો અને કાંયાજીએ મોરબી તથા કટારીયું દબાવ્યાં. આ વખતથી પાટવી કુંવરે છતડીએ ન જવું એવો રીવાજ પડ્યોછે.

નવાનગરની ગાદી ઉપર આ વખત જામ તમાચીજી હતા તેમની અવસ્થા નાની હોવાથી રાજ્યના શત્રુઓએ હરકત કરતાં તેઓ રાઓશ્રીને આશ્રયે આવ્યા હતા તેમની પક્કી ઉમર થયા કેડે પ્રાગમલજીએ પોતાના કુંવર ગોડજીને સાથે મોકલી તેમને નવાનગર સ્વાધીન કરાવ્યું હતું એ એહેશાનના બદલામાં તમાચીજીએ કચ્છ દરબારને બાળાબાનો કિલ્લો બક્ષીસ આપ્યો હતો તથા તે રોજથી પ્રાગમલજીએ મહારાઓનુ પદ ધારણ કીધું હતું.

## મહારાઓશ્રી ગોડજી.

સં૦ ૧૭૭૨-૧૭૭૫. ઈ૦ સ૦ ૧૭૧૬-૧૭૧૯.

મહારાઓશ્રી ગોડજીએ ફક્ત ત્રણ વર્ષજ રાજ્ય કર્યું. એમણે કરેલાં કામોની વિગત એમના પિતાની કારકીર્દિમાંજ આવી ગઈ છે.

## મહારાઓશ્રી દેશળજી પેહેલા.

### સં૦ ૧૭૭૫-૧૮૦૮. ઈ૦ સ૦ ૧૭૧૯-૧૭૫૨.

દેશળજી ટીલ બેઠા કેડે તરત મોરબીનો કાંયોજી અમદાવાદના સૂબા શેરબુલંદખાનને લાલચ આપી પચાસ હજારના લશ્કરથી કચ્છ ઉપર લઈ આવ્યો. આ વખત રાઓશ્રીનાં દીવાન મેતા ચતુર્ભુજે પૈસો એકઠો કરવામાં સુસ્તી બતાવતાં તેમના પાટરાણી બાઈ રાજબા વાઘેલીએ પોતાનો મોટો ખજાનો સોંપી દીધો અને દેવકર્ણ શેઠ નામના એક લુહાણાએ સૂબાને સામે થવા બીડું ઝાલ્યું. તેણે બધા ભાયાતોને બોલાવી કસુંબો ચાલુ કીધો. મોરબીથી કાંયાંજીનો કુંવર અલીયોજી મદદમાં આવેલ તેને દરવાજાની ચોકી સોંપી હતી. નવાબના લશ્કરે ભુજીઆનો કિલ્લો જે તે વખતે અધુરો હતો તે ઉપર મારો ચલાવી ભુંડાગરો તથા બીજો એક કોઠો હાથ કીધા પણ બીજે દીવસે કચ્છી લશ્કરે ધસારો કરી તે કોઠા પાછા લઈ લીધા. તે ઝપાઝપીમાં નવાબનો ભત્રીજો મારયો ગયો અને ત્રણ હજાર નામી સ્વારો કેસરીયાં કરી ત્રુટા અને મોટી કતલ ચલાવી. નવાબની ફોજે નાસી લાખોદ પાસે પડાવ કીધો ત્યાં પણ મીયાંણાઓએ તેનો ધાણ કહાડ્યો તથા તેને લાવનાર કાંયોજી તેને છોડી નાસી ગયો જેથી શેરબુલંદખાન મહા દુઃખી થઈ પાછો વળી ગયો.

દેવકર્ણ શેઠને આ ફતેહથી દીવાનગીરી મળી તે પોતાનો બધો વખત વ્યાપાર અને ખેતીના સુધારા તરફ રોકતો હતો અને મેહેસુલ વધારવા તથા દેશના રક્ષણ ઉપર તેણે બહુજ લક્ષ આપ્યું હતું. તેણે ભુજીઆનો કિલ્લો પુરો કીધો. ભુજનો આલમપના ગઢ તથા અંજાર મુનરા અને રાપરના ગઢો બાંધ્યા,

વીરાવાવમાં થાણાં બેસાર્યાં તથા ઓખામાં કચ્છીગઢ અને સિંધમાં રાયમાં બજારનો ગઢ બાંધ્યો.

દેશળજીના કુંવર લખપતજીએ પોતાના ખાનગી ખર્ચવાસ્તે પિતા પાસે કંઈ પૈસાની મોટી રકમ માગી તે તેમને મળી નહી તેમાં દેવકર્ણ શેઠને અડચણ કર્તા જાણી એક સીપાઈને શીખવી તેને મરાવી નાખ્યો અને થોડારોજ કેડે દેશળજીને પણ ફરેબથી કેદ કરી રાજ્ય પોતે કબજામાં લીધું દેશળજી દસ વર્ષ સુધી કેદમાં રહી અંતે ત્યાંજ દેહ છોડી હતી.

## મહારાજાધિરાજ મિરજા મહારાઓશ્રી લખપતજી.

સં૦ ૧૮૦૮–૧૮૧૭. ઇ૦ સ૦ ૧૭૫૨–૧૭૬૧.

લખપતજીના હાથમાં રાજ્યની લગામ સંવત ૧૭૯૮ માં હતી પણ ગાદીએ બેસવાનું ખરૂ વર્ષ ૧૮૦૮ છે. તેમણે દેવકર્ણ શેઠના દીકરા પુંજા શેઠને દીવાન કીધો પણ તે તેમનું ઉડાઉ ખર્ચ પુરૂં પાડી શકયો નહી માટે રૂપજી શાહને નેમ્યો. ચાર વર્ષ પછી રૂપજીશાહને ખસેડી ફરી પુંજો શેઠ અને તે પછી ગોરધન મેતો થયો તેને મરાવી નાખી ફરી રૂપજીશાહ થયો અને તેને ખસેડી તુળસીદાસ જોશી થયો. આ તુલસીદાસને કાબુલના બાદશાહ પાસે સિંધ ઉપર ચડાઈ કરવા વાસ્તે મોકલ્યો હતો.

લખપતજીની માફક તેમના કુંવર ગોડજીને પણ પિતાની હયાતીમાં રાજ્ય કરવાની મરજી થઈ પણ તે વાત બહાર પડી જવાથી કંઈ બન્યું નહી અને ગોડજી મોરબી જઈ લશ્કર લાવ્યા એ લશ્કર સામે થવામાં રાંઓશ્રીએ તુલસીદાસની સુસ્તી જોઈ દેવજીને કામ સોપ્યું. દેવજી સામે ગયો. તેમાં કાપાકાપી ચાલતાં સલાહ થઇ કે કુંવર પુંજા શેઠને દૂર

કરી મુનરો સાચવે તે ઉપરથી પુંજો શેઠ મોથાળે જઈ રહ્યો હતો.

લખપતજીએ દિલ્લીના અહમદશાહ બાદશાહને લશ્કરી મદદ કરી હતી તેથી તેણે "મિરજા" નો કિતાબ અને "માહિમરાતિબ"* બક્ષીસ આપ્યાં હતાં તથા કાબુલના મહમદશાહે "માહારાજાધિરાજ" નો કિતાબ આપ્યો હતો.

આ રાજાના વખતમાં વિદ્યા અને હુન્નરને ઘણો આશ્રય મળેલછે. ભટ્ટાર્કજી કનક કુશળજીના ઉપરી પણાં તળે વૃજભાષાના ગ્રંથો શીખવાની શાળા સ્થાપી તેમાં ભણવા આવનાર વિદ્યાર્થિઓને પેટખર્ચ તથા પુસ્તકો મળવાનો બંદોબસ્ત કીધો હતો જે અદ્યાપી ચાલેછે. રૈયતની સુખ શાંતી વાસ્તે એક ત્રાંબા પત્રનો લેખ ભુજની બજારમાં ચોડ્યો છે જે વાંચવાથી તેમના અદલ પણાં વિશે સારો વિચાર થાયછે.

હુન્નર વધારવાનુ માન રામસિંહ નામના એક માલમને ઘટે છે. આ રામસંગ દ્વારકાંનો વાઘેર હતો તે વલંદાઓનાં વહાણોમાં પકડાઇ જવાથી યૂરોપખંડમાં નીકળી ગયો ત્યાંથી હુન્નરોમાં સારી માહીતી મેળવી હતી. ભુજમાં આવી તેણે તોપો ગાળવાનું કારખાનું કહાડ્યું હતું અને ઘડીયાળ તથા બીજા હુન્નરોમાં કચ્છીઓને પ્રવીણ કીધા હતા જેની અસર હજી સુધી ચાલી આવેછે. લખપતજીની ફરમાસથી તેણે આયના મેહેલની જગ્યા બનાવી જેના ઇનામમાં તેને કલ્યાણપર ગામ મળ્યું હતું અને તે જીવ્યો ત્યાં સુધી ભુજમાં રહ્યો હતો.

---

*મોટી સ્વારી વખત હાથી ઉપર સોનાની માછલી નીકળેછે તે, બાદશાહોની વખતમાં મોટા રાજાઓને એ બક્ષીસ મળતી હતી તેની મતલબ એ છે કે જેમ માછલી આખી પૃથ્વીનો આધારછે (મુસલમાનો મત પ્રમાણે) તેમ એ રાજા એના દેસનો આધાર છે.

લખપતજી આખી રાત ગમતમાં કહાડતા અને પરોડીએ સુધ સાંજના ચાર વાગે ઉઠતા તથા દીવાનોમાં પણ વારંવાર ફેરબદલી થઇ હતી તેથી દેશમાં અવ્યવસ્થા થઈ હતી અને સિંધ તથા પારકરવાળાઓએ થાણાં ઉઠાડી મુક્યાં હતાં. પોતાને પણ અતી એશઆરામથી જળોદરાદી રોગો લાગુ થયા હતા અને તેને લીધેજ દેહ છોડી હતી.

## મહારાજાધિરાજ મિરજા મહારાઓશ્રી
## ગોડજી.

સં૦ ૧૮૧૭–૧૮૩૫. ઇ. સ. ૧૭૬૧–૧૭૭૯.

ગોડજી ગાદીએ બેઠા ત્યારે પુંજો શેઠ જુનેગઢ હતો તે દીવાન થવાની આશામાં ત્યાંથી ભુજ આવવા નીકળ્યો પણ તે પોતા અગાઉ જીવણ શેઠ નીમાઇ ગયો હતો માટે તે પરબારો સિંધ તરફ નીકળી ગયો અને ત્યાંના મીર ગુલામશાહ કલોડા સાથે તેના દીવાન ગિધુમલ મારફત મળી તેને કચ્છ અપાવવાની લાલચ આપી સાતેર હજાર લશ્કરથી તેડી લાવ્યો.

ગોડજીએ જીવણશેઠનાં ઉપરીપણાંતળે કચ્છનું લશ્કર એકઠું કીધું નવાનગરથી એક હજાર શિરબંધી બોલાવ્યા અને રાધણપરથી એક ઘોડેસ્વારની ટુકડી બોલાવી. જીવણશેઠ ઝારાની ટેકરી ઉપર મેલાણ કરી પડ્યો હતો ત્યાં ગુલામસાહ આવી પોહોતો અને જોયુ તો બધા કુવાઓ ધૂળ તથા પથરાથી બુરી મુકયાછે જેથી તેનું લશ્કર પાણી વગર બહુ હેરાન થયું. આ વખત જીવણશેઠ તે ઉપર તુટો હોત તો બેશક ફતેહ મેળવત પણ તેણે તેમ ન કરતાં કિલ્લા ઉપરથી એક તોપ છોડી એ તોપ પેહલે ભડાકેજ ફાટી અને સિંધી લશ્કર નાગી તરવારોથી ઉપર ધસ્યું આ વખત ઝાકળનાં અંધારાથી

પોતાનું પારકું ન પરખાતાં મોટી કતલ ચાલી તેમાં જીવણશેઠ પોતે, નરાનો ઠાકર ભીમજી તથા તેના ત્રણ કુંવરો, કેટલાક મુખ્ય સરદારો અને લગભગ આખું લશ્કર કપાઈ ગયું અને બેઉ પક્ષનાં મળી એક લાખ માણસ રણમાં પડ્યાં.

ગુલામશાહે તેરા તથા કોઠરાના ઠાકોરો પાસેથી દંડ લીધા અને આસપાસનાં ગામડાંઓ બાળી નાખ્યાં આ વાતની રાઓશ્રીને ખબર થતાં તેમણે પુંજા શેઠને દીવાનગીરી આપવાનું લખ્યું એટલે પુંજે શેઠે ભુજ પોચતાં ઘણી મુશ્કેલી નડશે એમ બતાવ્યું જેથી ગુલામશાહે કહ્યુ કે રાજ્યકન્યા લગ્નમાં મળે તો હું અહીંથીજ પાછો વળી જાઉં પુંજે શેઠે તે કબુલ કરી શાહને પાછો વાળ્યો અને પોતે ભુજ આવ્યો, ત્યાં તેને દીવાનગીરી મળી. તે બે વર્ષ ચલાવી પણ શાહ સાથેનો કોલ પાળી આપવા તે રાઓશ્રીને હમેશ કનડતો હતો માટે રાઓશ્રીએ તેને કેદ કરી ઝેર પાઈ મારી નાખ્યો. સં૦ ૧૮૨૧.

આ ખબર ગુલામશાહને પોચતાં તે એકદમ રૂદ્રાણી માતાની જગ્યાસુધી આવી પોહોતો અને ત્યાંથી ગિધુમલને કરાર તોડવાનું કારણ પુછવા ભુજ મોકલ્યો. ગિધુમલ શેહેરમાં આવ્યો ત્યારે સંકેત પ્રમાણે શેહેરપના તથા ભુજીઆના તમામ કોઠાઓની તોપો ફોડી જે સાંભળી ગિધુમલ આશ્ચર્ય પામ્યો અને ફરીને કાંપમાં ગયો ત્યારે કિલ્લા તથા લશ્કરની તૈયારીની તારીફ કીધી. તેથી ગુલામશાહે સલાહની વણી મોકલી અને ખાખરના જાડેજાની કન્યા પરણી વળી નીકળ્યો પણ સિંધમાં જઈ સિંધુનદીનુ પાણી બન્નીમાં આવતું જેથી કચ્છ દરબારને આઠ લાખ કોરીની પેદાયશ થતી હતી તે પાણી એક બંધ બાંધી અટકાવી દીધું. આ ગડબડનો લાભ લઈ નગરના મેરૂ ખવાસે બાળાંભાનો કિલ્લો ઘસી લીધો.

ગુલામશાહ સિંધ જઈ તરત મરણ પામ્યો અને તેનો દીકરો સિકંદરાજ ગાદી ઉપર બેઠો તે સં૦ ૧૮૩૨ માં ખાવડા રસ્તે કચ્છમાં ઉતર્યો પણ ભુજ તરફ આવવા હિમત ન ચાલતાં આધોઈ વગેરેમાં લુંટ કરી વળી નીકળ્યો.

સં૦ ૧૮૩૪ માં મીર બીજર ચડી આવ્યો તેને મિરજાં કુરપાએગે હડાવ્યો પણ તે પાછળથી એટલો તો ચડી ગયો કે રાઓશ્રીને ન ગણકારતાં બહુ જુલમ કરવા લાગ્યો. મુખ્યત્વે તેણે એ સિંધી ઉપર બહુ જુલમ કીધો હતો તેમણે તેને મારી નાખ્યો માટે રાઓશ્રીએ ખુશી થઈ એ સિંધીઓને કેટલોક ગરાસ ઇનામમાં આપ્યો હતો.

## મહારાજાધિરાજ મિરજા મહારાઓશ્રી રાયધણજી.

સં૦ ૧૮૩૫–૧૮૭૦. ઇ૦ સ૦ ૧૭૭૯–૧૮૧૪.

રાયધણજી ૧૪ વર્ષની ઉમરે ગાદીએ બેઠા તે વખતે તેમના પિતાના વખતમાં સીદીઓ પ્રબળ હતા તેમણે તે વખતના દીવાન દેવચંદ શેઠને મારી નાખી વાઘા પારેખને દીવાનગીરી આપી.

રાઓશ્રીની ઉમર ૧૯ વર્ષની થઈ ત્યારે મહમદપના નામના એક સૈયદે તેમની હિંદુધર્મ ઉપરથી આસ્થા ઉડાડી દીધી એટલે હદ સુધી કે હિંદુઓને કલમાં પડાવવા અને મૂર્તિઓનો નાશ કરવા તેમણે નિશ્ચય કીધો અને એટલાં વાસ્તે ગામમાં ખુલ્લી તરવારથી ફરતા તથા કોઇના કપાળમાં ટીલું કે એવું દેખતા તેને મારી નાખતા અને દેવાળયોમાં જઈ મૂર્તિઓ ભાંગી નાખતા ઇ૦ બનાવોથી લોકોમાં જાહેર થયું કે રાઓશ્રી હોલદીલ થઈ ગયેલ છે. માટે તેમને કેદ કરવા વાઘો પારેખ ૪૦૦ માણસોને લઈ મેહેલમાં દાખલ

થયો. રાયધણજી મેહેલને બીજે દરવાજેથી નીકળી ગયા અને વાઘો વગેરે સંકડાસમાં આવી ગયા તેઓ ઉપર પઠાણોએ બંધુકો ફોડી જેથી તે ચારસો જણા ગુંગળાઇને મરણ પામ્યા તેમનાં મુડદાંઓને એકઠાં કરી ભિડનાં નાકાં બહાર દટાવી દીધાંછે જે જગ્યાને લોકો હાલ પણ વાઘાસર કહેછે.

લોકો રાજ્યની સત્તાનો ડર મુકી દઇ સ્વતંત્ર થઈ ગયા માંડવી રામજી ખવાસે અને અંજાર મેઘજી શેઠે દબાવ્યાં તથા મુનરો અને લખપત પણ છૂટ થઇ ગયાં ભુજમાં ધબરાટ દિનપરદિન વધતો ગયો પણ મેઘજી શેઠે તરત રાયધણજીને કેદ કીધા. અને ડોસલ વેણ જમાદાર સાથે મળી રાઓશ્રીના ભાઈ પૃથિરાજજી ઉર્ફે ભાઇજીબાવાને નામે એક લશ્કર ઉભું કરી દરબારની ગયેલી સત્તા પાછી મેળવવા તજવીજ કરવા માંડી તેણે રામજી ખવાસ માંડવી દબાવી બેઠો હતો તે ઉપરથી રોજની ૭૦૦ કોરી ખંડણી નાખી. મેઘજી સાથે બીજા ઘણા જણ તે વખતે સામેલ હતા માટે તે વખતનું રાજ્ય બારભાઇઆનું કેહેવાતું હતું.

ભાઇજીબાવાની માની ઉશ્કેરણીથી મેઘજી રોહાના ઠાકર ઉપર લશ્કર લઇ ગયો જેથી ભાયાતોમાં અસંતોષ પેદા થયો અને મેઘજીએ બારભાઇઓને મીજમાની આપી હતી તેમાં ઝેર મેળ્યું હતું એમ કેહેવામાં આવ્યું માટે મેઘજીને નાસી જવું પડ્યું અને તેણે અંજાર સ્વતંત્ર તાબે કીધું. મેઘજી જતાં રામજી ખવાસે ખંડણી આપવી બંધ કરી અને ભદ્દી ફ્મીર તથા લુરક વાયદીનાએ રાયધણજીને છૂટા કીધા જેથી

ફરીદેશમાં ધબરાટ પેદા થયો પણ જમાદાર ફતેમહમદ તેમને તરત ફરીથી કેદ કીધા.

ફતેહમહમદ પ્રથમ બકરાં ચારનાર હતો તેને કોઇએ તેના શરીરનો બાંધો જોઇ તે વખતે તેને અનુકૂળ સીપાઇની નોકરીમાં રેહેવા સલાહ આપી માટે તે પ્રથમ ડોસલ વેણ પાસે સીપાઇમાં નોંધાયો અને થોડે થોડે નાનો સરખો જમાદાર થયો અને આ કામથી ડોસલવેણે તેને ૨૦૦ ઘોડાંની જમાદારી આપી અને આગળ જતાં પોતાની જાતી ચાલાકીથી તે સહુથી મોટો જમાદાર થઇ પડ્યો. જમાદાર ફતેમહમદે પ્રથમ સણવાનો ઠાકર હાજીજી જમાબંદી આપતો નહતો તેનું ગામ લુંટ્યું, ભચાઉ ખાલસે કીધુ તથા માંડવીમાંથી રામજી ખવાસને કહાડી મુકી પોતાની તરફથી હંસરાજસાહને થાણે બેસાર્યો અને પોતે લખપત ગયો પણ પાછળથી મોડજીએ હંસરાજસાહને ખૂટવી માંડવી ભાઇજીબાવાને કબજે દીધી જે ખબર થતાં જમાદાર ચોવીસ કલાકમાં ભુજ આવ્યો અને રસ્તામાં દસહજારનું લસ્કર એકઠું કીધું ભાઇજી બાવે મોરબીની મદદ માગી હતી તેને અટકાવવા જમાદારે આસકરણસાને મચ્છુકાંઠા તરફ મોકલ્યો ત્યાં જઇ તેણે ઘોડાંક ગામડાં બાળી નાખ્યાં અને રાયધણપરના નવાબના લશ્કરની એક ટુકડી કચ્છમાં આવતી હતી તેને હડાવી દીધી. લખપતમાં તુરક મોડ થાણે હતો તેણે દગો કરી લખપત હંસરાજસાહને સોંપી દીધું અને જમાદાર પાસે પૈસો ખુટવાથી તેના કેટલાક નોકરો હંસરાજસાહને જઈ મળ્યા. જમાદાર પોતા કરતાં ભાઇજીબાવાનું જોર વધારે જોઇ ભુજ તેમને સ્વાધીન કરી દઇ પોતે અંજાર ગયો અને ત્યાં માંડવીના વ્યાપારને નુકસાન પોચાડવા તુણાબંદર બાંધ્યું.

બાઇજીબાવો ૨૭ વર્ષની નાની ઉમરમાં સ્વર્ગવાસી થયા એટલે જમાદારે ફરી દોર ચલાવ્યો અને સંવત ૧૮૬૦થી ૬૪ સુધીમાં લખપત ઉપર ચાર સ્વારીઓ કરી તેમાં ખર્ચ ઘણું થયું માટે મોટી મોટી જાગીરો ઉપર દંડ નાખ્યા તેમાં પસુડાના ઠાકર ઉપર વીસહજાર કોરી દંડ નાખ્યો. એ વાતમાં ધમડકાંનો ઠાકર ગજોજી સામેલ હતો તેને કંઈ ભાગ આપવા કહેલ પણ આપ્યો નહી માટે ગજોજીએ તેને મારી નાખવા તેના ઉપર ભરકચેરીમાં તરવારનો ઘા કરી જખમી કીધો પણ આસપાસનાં માણસોએ તેને પકડી કકડે કકડા કરી નાખ્યા.

ચાર મહીના સુધી ખાટલે રહી સારો થયા પછી જમાદારે ધમડકું તથા ચોબારી જપ્ત કીધાં અને વાગડમાં ત્રાસ બેલાવ્યો, જેથી ગરાસીઆઓની રૈયત કાંઈ જઈ જમાદારે પોતાને નામે ફતેગઢ વસાવ્યું તેમાં આવી રહી. આટલું બધું કરતાં પણ તેના લશ્કરને પુરતો પગાર મળતો નહી માટે તે પરલે કાંઠે ઉતરચો અને જત લોકોનું વારાઈ ગામ લુટ્યું અને બાળાભું મેરૂ ખવાસે ઘસી લીધેલ તેનો દાવો ઉઠાવી નવાનગર ઉપર ચડી ગયો અને તે શેહેર ઉપર પોતાનું નીશાન ખડું કીધું. પણ ધ્રોળ અને ખીરસરાના તાલુકદારો જેઓ એના ખાનગી મદદગાર હતા તેમને લાગું કે મેરૂની સત્તા તોડતાં જમાદારની સત્તા હેઠળ આવી જશુ માટે તેઓ બદલ્યા જેથી જમાદારને પાછું વળી આવવું પડ્યું.

સંવત ૧૮૫૪ માં તે બીજી વાર નગર ચડી ગયો અને અઢીલાખ કોરી દંડ લઈ સાડાપાંચ લાખના દસ્તાવેજ કરી લાવ્યો અને ત્રીજી વાર ચડી ગયો ત્યારે કંપની સરકારના આડતીઆ સુંદરજી શેઠે તેને સમજાવ્યો કે કર્નલ વાકર આવેછે તે તમારી તકરારનું છેવટ લાવશે માટે જમાદાર વાગડમાં વળી

આવ્યો અને ત્યાં બાદરગઢ વસાવ્યું.

સંવત ૧૮૬૫ માં અંગ્રેજ સરકારનો કચ્છ સાથે સંબંધ થયો. તે સાલમાં કર્નલ વાકર અને જમાદાર વચ્ચે દોસ્તી બાંધવા અને દરીઆઈ લુંટ બાબત પ્રથમ કોલકરાર થયા.

સં૦ ૧૮૬૯ માં સખ્ત દુકાળ પડ્યો જેથી લાખો જીવોનો નાશ થયો તે અગાઉ ફતેમહમદે અંગ્રેજને દેશમાંથી કહાડી મુકી કચ્છ તથા કાઠીયાવાડ સ્વતંત્ર તાબે કરવા વીચાર કીધો હતો પણ તેની અવસ્થા પુરી થવાથી સંવત ૧૮૭૦ માં ૬૧ વર્ષની ઉમરે મરણ પામ્યો. તેના પાછળ તેના બે દીકરા ઇબ્રાહીમમીયાં તથા હુસેનમીયાં હતા તેમને પોતાના દોસ્ત જગજીવન મેતાની સલાહ પ્રમાણે ચાલવાની જમાદારે વસીયત કીધી હતી.

જમાદારનાં મરણ પછી પચાસ દિવસે રાયધણજીએ પણ દેહ મુકી તેમણે પોતાનાં શબને દાટવા ફરમાવ્યું હતું પણ રજપુતોએ તેમ ન કરવા દેતાં અગ્નીસંસ્કાર કર્યા હતો.

## માહારાજાધિરાજ મિરજાં માહારાઓશ્રી ભારમલજી બીજા.

સં૦ ૧૮૭૦–૧૮૭૫. ઈ૦સ૦ ૧૮૧૪–૧૮૧૯

રાઓશ્રી ભારમલજી તખ્તે બેઠા ત્યારે તેમની અવસ્થા પંદર વર્ષની હોવાને લીધે બધો કારભાર હુસેનમીયાંના હાથમાં હતો. હુસેન મીયાંથી તેનો ભાઈ ઇબ્રાહીમમીયાં તરત વિરૂદ્ધ થયો તેને સમજાવવા જગજીવન મેતે ઘણો પ્રયત્ન કીધો પણ બ્યર્થ. આ ટંટામાં જગજીવન મેતો તેનો ભાઈ તથા ઇબ્રાહીમ મીયાં મારચા ગયા અને દેશમાં ફરીથી અંધાધુંધી વધી. દિવાનની જગ્યા ઉપર મેતા લક્ષ્મીદાસની નેમણોક થઈ અને ઇ૦ સ૦ ૧૮૧૫ ના જાનેવારીમાં હુસેનમીયાંએ અંજાર ભચાઉ કં-

થકોટ અને બાદરગઢનું માલિકપણું રાખી ભુજની કુંચીઓ રાઓશ્રીને સોંપી દીધી.

અંગ્રેજ સરકાર સાથેના કોલકરારો ઉપર લક્ષ અપાતું ન હતું માટે કપ્તાન મેકમર્ડો ભુજ આવ્યો હતો તેને હુસેનમીયાએ સમજાવી વાગડના લુંટારાઓનો નાશ કરવા વચન આપ્યું હતું પણ કંઈ થયું નહતું. એજ લુંટારાઓએ કપ્તાન મેકમર્ડોનીજ છાવણી લુટી માટે તેમને સજા કરવા રાઓશ્રી વાગડ ઉપર ચડી ગયા અને બધો ધુસ્સો પળાંસવા ઉપર કહાડ્યો તથા સીરમાણીઆ નામના લુંટારાને સજા કરવા કાનમેર ઉપર ચડી ગયા. તેટલાજ વાસ્તે કર્નલ ઇસ્ટ ચાર હજાર માણસો અને ગાયકવાડી સવારોથી કચ્છમાં ઉતર્યો અને અંજારમાં છાવણી નાખવા ઠેરાવ કીધો પણ હુસેનમીયાએ તે કબુલ કીધું નહી માટે ઈ૦ સ૦ ૧૮૧૫ ના ડીસેંબરની પચાસમી તારીખે સવારના દસ વાગે લડાઈ શરૂ થઈ અને બે વાગે તો હુસેનમીયાં તાબે થયો. બીજે દિવસે કર્નલ ઇસ્ટે તુણાબંદર લીધું અને લાખોંદ પાસે પડાવ કરી રાઓશ્રી સાથે કોલકરારો કર્યા તેમાં અંજાર પરગણાં સીએ સરકારના હાથમાં ગયું પણ પાછળથી ઈ૦ સ૦ ૧૮૨૩ માં રોકડા રૂપીયા અઠ્યાસી હજાર લઈ પાછું કચ્છદરબારને સ્વાધીન કીધું.

રાઓશ્રીના ભાઈ લધુભાને એક આરબે મારી નાખ્યા તથા એવા ઘણાક બનાવો જારી હતા માટે સરકારે કેટલાક ભાયાતો સાથે મળી ઈ. સ. ૧૮૧૯ મા સર વીલીયમ કેરની સરદારી તળે ભુજીયાનો કબજો લીધો અને ભારમલજીને કેદ કરી તેમના ત્રણ વર્ષના કુંવર દેશળજીને રાજ્યાભિષેક કરી રીજન્સી સ્થાપી.

## મહારાજાધિરાજ મિરજાં મહારાઓશ્રી દેશળજી બીજા.

સ૦ ૧૮૭૫-૧૯૧૭. ઈ૦ સ૦ ૧૮૧૯-૧૮૬૧.

ઉપર મુજબ રીજન્સી સ્થાપવામાં આવી તેમાં પ્રથમ નીચે મુજબ છ મેંબરો હતા.

૧ રોહાના જાડેજા વિજરાજજી ૨ નાંગ્રેચાનાજાડેજા પ્રથિરાજજી
૩ રાજગર ઓધવજી હરેભાઈ ૪ મેતા લક્ષ્મીદાસ વલભજી.
૫ ખત્રી રતનજી જેઠા ૬ અંગ્રેજ રેસીડંટ જે હોયતે.

આ બંદોબસ્તથી કચ્છમાં સમાધાની થઈ પણ તરતજ એક મોટો ધરતીકંપ થયો જેથી કેટલેક ઠેકાણે પાણી હતું ત્યાં સુકાઈગયું અને ન હતું ત્યાં થઈ ગયું અને રણના પશ્ચિમ ભાગમાંએક ટેકરો નીકળી આવ્યો જેથી સિંધુ નદીનું પાણી આવતું અટક્યું.

સંવત ૧૮૮૧ માં તાર લુણાઈ નામના એક લુંટારાની સરદારી તળે ત્રણ હજાર મીયાણાની ટોળી સીંધથી ઉતરી હબા ડુંગર ઉપર એકઠી થઈ તેમાંના આઠસો જણાએ અંજારની બજાર લુંટી તેમની સામે ભુજથી લશ્કર મુકવામાં આવ્યું તે સાથેની ઝપાઝપીમાં તે આઠસો માણસોનો મુખ્ય મારયો જવાથી બધા લોકો વીખરાઈ ગયા અને કંઈ વધારે ખરાબી કરી શક્યા નહીં.

ઈ૦ સ૦ ૧૮૩૩ માં રાઓશ્રી દેશળજી ઉમરે પોહોતા તેમણે અંગ્રેજીનું તથા ગણીત ભૂગોળ અને ખગોળનું જ્ઞાન મેળવ્યું હતું. રેસીડન્સીમાં જતા ત્યારે રેસીડંટને કેટલાક રાજસંબંધી સવાલો પુછતા ઈ૦ તેમની ચાલાકી જોઈ તેમને વીસ વર્ષ પૂરાં થશે એટલે ઇ૦ સ૦ ૧૮૩૫ ના આગસ્ટમાં અખ્તીયાર સોંપવાની મુદત હતી તે ઘટાડી ૧૮૩૪ ના જુલાઈની આઠમી

તારીએ (સં૦ ૧૮૯૧ ના અસાડ સુદ ૨) સ્વતંત્ર અખ્તીયાર સોંપવામાં આવ્યો.

રાઓશ્રી દેશળજીના હાથમાં અખ્તીયાર આવ્યા કેડે તેમણે ઘણીજ ચાલાકીથી રાજ્ય ચલવવા માંડયું અને અંગ્રેજ સરકારના સંબંધથી થતા સુધારાઓ પોતાના દેશમાં દાખલ કીધા. જાડેજાઓ દીકરીઓને જન્મતાંજ મારી નાખતા એ દુષ્ટ ચાલ અટકાવવા સકત ઇલાજો લીધા અને સતીસમાતો ત્રાગાં વગેરેના પણ મનાઈ કીધી. ગુલામોનો બ્યાપાર બંધ કીધો અને ઇસ્પીતાળ તથા સ્કૂલની સ્થાપના કીધી.

રાઓશ્રી દેશળજીને બાલ્યાવસ્થામાં સારી તરબીયત મળી હતી તેથી રાજકામમાં બહુજ કુશળ હતા. તેમણે જેમ બને તેમ દેશની ઉપજ વધારવા અને રૈયતનો પ્યાર મેળવવા કોશેશ કરી હતી માટે દેશમાં જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં ખેડુતોને તેમની પેદાશ તથા સ્થિતિ વિશે પૂછતા તથા બ્યાપારીઓને પણ ઉત્તેજન મળે એવા સવાલો પૂછતા જેથી રૈયત તેમના ઉપર બહુ પ્યાર ધરાવતી હતી.

રાઓશ્રી દેશળજીના રાજ્યમાં દીવાનની પાઘડી શા. કુશળચંદ હંસરાજને પ્રથમ મળી હતી. તે પછી મેતા અંબારામ રાજારામ અને ઠકર નાનજી જીવરાજ થયા અને છેલે સં૦ ૧૯૧૫ માં જાની બીહારીલાલ દીવાન નેમાયા. આ દીવાને પ્રથમ યુવરાજ કુમારશ્રી રવાજી કાંઈ કારણસર રીસાઈ મુનરે જઈ રહ્યા હતા તેમને મનાવ્યા અને દીવાનગીરીનું કામ પણ ઘણુંજ સંતોષકારક કીધું હતું.

સં૦ ૧૯૧૬ માં રાઓશ્રી દેશળજીએ પોતાની ખુશીથી રીજન્સી સ્થાપી તેમાં મુખ્ય મેંબર દીવાન બીહારીલાલ અને

પ્રેસીડંટ પોલીટીકલ એજંટ ટ્રેવેલીયન સાહેબ હતા. એ રી-જન્સી બાર મહીના સુધી ચલાવી પાછી પોતેજ તોડી નાખી હતી પણ તરતજ તેમણે સં૦ ૧૯૧૭ ના શ્રાવણ સુદ ૯ ને રોજ દેહ મુકી. પાછળ તેઓ બે કુંવરો અને એક કુંવરી મુકી ગયા હતા. યુવરાજ કુમારશ્રીરવાજી એ પ્રાગમલજી નામ ધારણ કરી તખ્તે બેઠા. કુમારશ્રી હમીરજીને તેરા પરગણું ગરાસમાં મળ્યું અને કુંવરીશ્રી ચાંદાબા (બાઈસાહેબબા) ને ઈડરના મહારાજ જવાનસીંગજી વેરે પરણાવેલ છે.

## મહારાજા ધિરાજ મહારાઓશ્રી પ્રાગમલજી બીજા.

સં૦ ૧૯૧૭–૧૯૩૨. ઈ૦ સ૦ ૧૮૬૦–૧૮૭૫.

સમાધાનીનો વખત હોવાથી આ રાજ્યમાં લડાઈનો કોઈ જાણવાજોગ બનાવ બનેલ નથી રાજ્યનું ધોરણ અંગ્રેજી રાજ્ય રીતીના વલણ તરફ વળતું ચાલ્યું હતું. ઈનસાફની અદાલતો સ્થાપન થઈ તથા કાયદા બંધાયા. રેવીન્યુ ખાતામાં પણ ફેરફાર થઈ વૈવટદારો નેમાયા તથા પોલીસ નવા ધોરણ ઉપર બાંધવામાં આવી હતી.

રાઓશ્રી પ્રાગમલજી ગાદીએ બેઠા તે વખત દિવાનની જગ્યા ઉપર જાની બિહારિલાલ હતા તેમનું તરતમાં ભરતપુર જવું થતાં થોડા વર્ષો એમજ કામ ચાલ્યું હતુ પણ પાછળથી સં૦ ૧૯૨૪ માં ખાનબાહાદુર કાજી સાબુદીનને દીવાનગીરી આપી તેમનું સં૦ ૧૯૩૦ માં વડોદરે જવું થયું એટલે સં૦ ૧૯૩૧માં કૃષ્ણાજી લક્ષ્મણને એ હોદ્દો મળ્યો જે તેમણે સવા વર્ષ સુધી ચલાવ્યો હતો.

રાઓશ્રી પ્રાગમલજીને જાહેર બાંધકામોનો ઘણો શોખ હતો

તેથી તે પાછળ તેમણે બહુ પૈસો ખર્ચ કરેલો છે. પ્રથમ ચાડવા ડુંગરમાં પ્રાગસર તળાવ બાંધ્યું તથા સરદબાગ, અશ્વશાળા, ગજશાળા, તુરંગ, મહાદેવના નાકાંની રચના ઇ. જગ્યાઓ બાંધી અને સૌથી સરસ પ્રાગમલમેહેલ નામની ઇટાલીયન ગાથીક બાંધણીના જગ્યા જે બધા દેશાવરોનું ધ્યાન ખેંચે છે એ પણ એમણેજ બંધાવેલી છે.

આ માહારાજાને સરકાર તરફથી "નાઈટ ગ્રાંડ કમાંડર આવ ધી સ્ટાર આવ ઇંડીયા" નો કિતાબ મળેલો હતો તેઓ શરારે અતી ઊંચા નહી પણ કદાવર અને દેખાવડા ચેહેરાના યુવાન હતા તેમનું બોલવું સરળ અને લોકપ્રિય હતું. તેમને શિકારનો ઘણો શોખ હતો અને કોઈ પણ જાતના દુર્વ્યસનનો તો તેમનામાં અંશજ નહતો. તેમણે મુંબઇની ત્રણ મુસાફરી કરી હતી પ્રથમ સં૦ ૧૯૨૬ માં નામદાર ડ્યુક આવ એડીન્બરોની મુલાકાત વાસ્તે બીજી સં૦ ૧૯૨૯ માં લાર્ડ નાર્થબ્રુક સાહેબે ભોપાળના અગમને ચાંદ આપ્યો તે વખતે અને ત્રીજી સં૦ ૧૯૩૨ માં નામદાર શાહાજાદા પ્રીન્સ આવ વેલ્સની મુલાકાત વાસ્તે. આ છેલ્લી વખતે મુંબઇમાં ગુરદાના દુષ્ટ રોગે મહારાઓશ્રીના શરીરમાં દેખાવ દીધો જેને લીધે તેમને તરત ભુજ તરફ વળી આવવું પડયું હતું અને બે મહીના બીમાર રહી તારીખ ૧ લી જાનેવારી ૧૮૭૬ સં૦ ૧૯૩૨ ના પોશ શુદ ૫ ને રોજ સ્વર્ગવાશ કીધો. નામદાર પ્રિન્સ આવ વેલ્સ આ વખતે ઉત્તર હિંદુસ્થાનમાં મુસાફરી પર હતા તેમણે આ ખબર સાંભળી માહારાઓશ્રીના કુટુંબ તરફ ટેલીગ્રાફ કરી દિલાસા પત્ર મોકલ્યું. તે વખતના વાઇસિરાય લાર્ડ નાર્થબ્રુકે ઘણી દીલગીરી બતાવી જ-

ણાવી અને મુંબઈ સરકારે ખાસ વધારાનું ગવનમટ ગેઝેટ બાહેર પાડી તેમના ગુણો જાહેર કરી છપાવ્યું કે એ બનાવથી કચ્છની પ્રજાએ એક શાહાણો અને પરોપકારી રાજા તથા સરકારે વફાદાર અને એક નૈષ્ઠિક દોસ્ત ખોયો છે.

નામદાર ડ્યુક આવ એડીન્બરો સાથેની મુલાકાતની યાદગીરીમાં તેમણે ભુજમાં આલ્ફ્રેડ હાઇસ્કુલની સ્થાપના કીધી અને પ્રિન્સ આવ વેલ્સની યાદગીરીમાં માંડવી બંદરનો ડંકો બાંધવાનું ફરમાવી ગયા છે તે પ્રમાણે કામ ચાલે છે.

માહારાઓશ્રી પોતા પાછળ બે કુંવરો અને એક કુંવરી મુકી ગયેલા છે. યુવરાજ કુમારશ્રી ખેંગારજી ઉર્ફે બાપુબા તખ્તનશીન થયા, કુમારશ્રી કરણજી ઉર્ફે કલુબા બાલ્યાવસ્થામાં છે. અને કુંવરીશ્રી બાઈ રાજબાને વીકાનેરના મહારાજા ડુંગરસંગજી વેરે પરણાવ્યાં છે.

## મહારાજાધિરાજ મહારાઓશ્રી ખેંગારજી ત્રીજા.

સં૦ ૧૯૩૨ ઈ. સ. ૧૮૭૬.

માહારાઓશ્રી ખેંગારજીને સં૦ ૧૯૩૨ ના પોશ સુદ ૭ ને રોજ રાજ્યાભિષેક કરવામાં આવ્યો. આ વખત તેમની ઉમર ફકત ૯ વર્ષની હોવાથી રાજ્યનું કામ ચલવવા મહારાઓશ્રી પ્રાગમલજીએ પોતાના વીલમાં દીવાનની જગ્યા ઉપર રાઓબાહાદુર મણીભાઈ સાહેબને બોલાવ્યા હતા તેઓ દીવાન અને પ્રમુખસ્થાને પોલીટીકલ એજંટ સાહેબ જે હોય તે તથા એક દરબારશ્રી તરફથી, એક જાડેજા ભાયાતમાં તથા વ્યાપારી વર્ગમાંથી એમ પાંચ જણની પ્રથમ રીજન્સી નીચે મુજબ સ્થાપન થઈ.

કર્નલ ડબ્લ્યુ. સી. પાર સાહેબ..........પ્રેસિડંટ
રાઓ બાહાદુર મણીભાઈ જસભાઈ........ દીવાન
રાણાશ્રી જાલમસંગજી..........દરબારી મેમ્બર
જાડેજા ચાંદાજી (સુથરીના) . ......ભાયાતી મેમ્બર
શેઠ જીવણદાસ ઈભજી..... .. ...વ્યાપારી મેમ્બર

કર્નલ પાર સાહેબની તરતજ બદલી થતાં કર્નલ એલ. સી. બાર્ટન સાહેબ પ્રેસિડંટ થયા. આ વખતે માહારાઓશ્રીને કેળવણી આપવા તરફ ખાસ ગોઠવણ થઈ તેમાં એક દેશી ટ્યૂટર અને એક અંગ્રેજ ગ્રહસ્થની દેખરેખ રાખવાનો નિશ્ચય થયો. તેમાં ટ્યૂટરની જગ્યા ઉપર મિ૦ છોટાલાલ સેવકરામ નેમાયા અને દેખરેખ માટે લિફટેનંટ (હમણા કેપટન) જે ડબ્લ્યુ. રેની નેમણુંક થઈ જેમને કચ્છ એજન્સીમાં પોલિટિકલ એજંટના આસીસ્ટંટનો હુદ્દો પણ આપવામાં આવ્યો. આ ગોઠવણથી માહારાઓશ્રીના અભ્યાસમાં તુરત એટલો બધો વધારો થયો કે તેજ વર્ષે (ઇ.સ. ૧૮૭૭) માં મુંબઈના ગવર્નર સાહેબ સર રિચર્ડ ટેમ્પલનું કચ્છમાં પધારવાનું થયું ત્યારે મહારાઓશ્રીના અભ્યાસથી તેઓ સાનંદાશ્ચર્ય પામ્યા અને તેમની ભાષણ વાંચવાની તથા વાત ચીત કરવાની છટાની ઘણી તારીફ કીધી. એ રીતે કર્નલ બાર્ટન સાહેબ તથા તેમના મડમ સાહેબની હોંસથી માહારાઓશ્રીને સુધરેલા જમાનાના રાજા તરીકેની રીત ભાતની તરબીયત મળી છે. અને હાલના પ્રેસિડંટ કર્નલ ફિલિપ સાહેબ સુદ્ધાંત બધા પ્રેસિડંટ સાહેબોએ મહારાઓશ્રીના અભ્યાસ તરફ ઘણીજ ઉલટ દેખાડી છે.

હાલ મહારાઓશ્રીની ઉમ્મર ૧૭ વર્ષની છે, તેઓ ન્હાના મોટા સર્વે શિકારમાં એ ઘડક ખેલ કરેછે. તેમને ભાલાંવતી

સુવરના શિકારનો, ઘોડા દોડનો, ગોળી મારવાનો અને બધી જાતની મરદાનગીની કસરતનો શોખછે. તે ઉપરાંત તેઓ બેડમિંટન, બિલિયર્ડ, અને મલ્લ કસરતમાં કુશળ છે. ભુજમાં રેહેનારા યુરોપિયનો સાથેના વારંવારના પરિચયથી તેમની અંગ્રેજીમાં વાતચિત કરવાની તથા અંગ્રેજી રીતભાતની શક્તી ઘણીજ સુધરી છે.

ઈ૦ સ૦ ૧૮૮૨ ના માર્ચ માસમાં તેઓએ કુમારશ્રી કલુભા સાહેબ સહિત પ્રથમજ કચ્છ છોડી મુંબઈ પૂના અને મહાબળેશ્વરની મુસાફરી કીધી હતી અને ઘણોક વખત ગવર્નર સાહેબ સર જેમ્સ ફરગ્યુસન સાથે કહાડ્યો હતો જે અરસામાં એ અમલદારની મહારાઓશ્રીના સામાન્ય જ્ઞાન અને રીતભાત ઉપર એટલી સારી અસર થઈ કે તેમણે કલકત્તા સરકાર ઉપર લખી વાળી મહારાઓશ્રીને કાઉન્સીલમાં બેઠક લેવાનો હક આપ્યો અને તે દિવસથી "રીજન્સી કાઉન્સીલ" નામ બદલી "કાઉન્સીલ આવ એડમીનીસ્ટ્રેશન" એ નામથી રાજકારભાર ચાલેછે. આ ઉપરાંત મુંબઈ સરકારે અભિપ્રાય આપ્યો છે કે "જે રાજા જાતે કારભાર ચલાવી ઉપરી સરકારનું યોગ્ય રીતે માન અને પ્રજાની પ્રીતિ મેળવેલી એવા એક રાજ્ય કર્તા કચ્છને જલદીથી મળશે."

આ (ઈ૦ સ૦ ૧૮૮૩) સાલમાં પણ મહારાઓશ્રીએ સીમલા અને ઉત્તર હિંદુસ્થાન તરફ બીજી મુસાફરી કરીછે જેમાં નામદાર વાઈસરાય તરફથી સારૂં માન અને આબરૂ મેળવી ઉનાળાની રૂતુ મહાબળેશ્વરમાં ગાળવા પધાર્યા હતા પણ તેમનાં માતુશ્રીની અતીમાંદગીના સમાચાર પોચવાથી ધારેલા વખત કરતાં જલદીથી દેશ તરફ વળવું પડ્યું પણ માતુશ્રીના

સ્વર્ગવાસના દુઃખ દાયક સમાચાર રસ્તામાંજ સાંભળ્યા.

હાલમાં મહારાઓશ્રી લગ્નની ધામધુમની તૈયારીઓ થાય છે જે વિષે રાઓ બાહાદુર મણીભાઈ સાહેબ બહુજ ઉત્સાહથી ગોઠવણો કરેછે અને તે ઉત્સવ થઈ રહ્યા પછી સ્વતંત્ર અખ્તિ-યાર સોંપાયલો જોવાને રૈયત તથા રાજ્ય હિતેચ્છુઓ બહુજ આતુર છે. જગદીસ્વર એ અભિલાષા તરત પૂરી પાડે એવી સર્વેની પ્રાર્થના છે.

જામ હમીરજીથી વિદ્યમાન મહારાઓશ્રી ખેંગારજી બહા-દુર સુધી નીચે મુજબ વંશાવળી છે.



જામ હમીરજી.

અલીયોજી, રાઓ શ્રી ખેંગારજી (પેહેલા), સાહેબજી, રાયબજી

ભાડીયા, પુનડી ઈ૦

ભોજરાજજી, રાઓશ્રી ભારમલજી (પેહેલા), અજોજી (વીઆણ ઈ૦), હમીરજી (મોથાળો ઈ૦), પચાણજી (મજલ ઈ૦), નુગાયીજી (આડીસર ઈ૦)

•જેહાજી, •રાઓશ્રી ભોજરાજજી, મેઘજી, •રાયધણજી, ખાનજી, •આસોજી, •લખધીરજી

•રાઓશ્રી ખેંગારજી (બીજા), અજોજી (માડી), રાઓશ્રી તમાચીજી, ઊનડજી (વરસામેડી), અખેરાજજી (ચીરે), રામસંગજી (લયાજ), સમેજી (પાંકડસર), કુંભોજી (કુંભારડી)

હાલોજી (ધમડકા ઈ૦), રાઓશ્રી રાયધણજી (પેહેલા), હરધોળજી (આસંબીયા ઈ૦), કલ્યાણજી (બડ લી ઈ૦), મેઘજી (સગાળીપુ ઈ૦)

નોંધણજી, હાલોજી (કોઠારો), રવોજી, કાંયોજી (મોરબી), મહારાઓશ્રી પ્રાગમલજી (પેહેલા), સુમેજી (તેરા ઈ૦), ભુણોજી (કેરો ઈ૦), ગોપાળજી (કુરાદી ઈ૦), આસોજી (બીદડા), લાખોજી (હમનખુડી ઈ૦), •મોડજી (ગુંદાળા), •અખેરાજજી

મહારાઓશ્રી ગોડમલજી (પેહેલા), નારણજી (ગોધરો ઈ૦), સિંગ્રામજી (સાંધાણ ઈ૦), કરણજી (માનકુવા ઈ૦), •દુજણજી ગઢસીસા.

મહારાઓશ્રી દેશળજી (પેહેલા), રાયબજી (ખાખર ઈ૦), જીવણજી (રતાડીયા ઈ૦), હાલોજી (પત્રી, વાંઢી ઈ૦), ઊમરોજી (ગજોડ, બેરાજા ઈ૦)

મહારાઓશ્રી લખપતજી. રાયધણજી અનોરસ.

મહારાઓશ્રી ગોડજી (બીજા), માનસંગજી (ડુજાપર), ભાનજી (રાજપર), સબળસંગજી (ખીરસરો), કલ્યાણજી (દેશળપર), મેઘજી (નથરકુઈ), કાનજી (અમારા)

મહારાઓશ્રી રાયધણજી (બીજા), પ્રિથિરાજજી ઉર્ફે ભાઈજી બાવો.

મહારાઓશ્રી ભારમલજી (બીજા)

મહારાઓશ્રી દેશળજી. (બીજા)

મહારાઓશ્રી પ્રાગમલજી. (બીજા), કુમારશ્રી હમીરજી (તેરા ઈ૦)

મહારાઓશ્રી ખેંગારજી (ત્રીજા) વિદ્યમાન ચિરંજીવ., કુમારશ્રી કલ્યાણજી ઉર્ફે કલુભા.

# ખબર.

મારાં રચેલાં પુસ્તકો નીચે લખેલે ઠેકાણેથી નીચે મુજબ લખેલી કિંમતે મળશે.

| | રૂ. આ. |
|---|---|
| કચ્છ દેશનો મોટો ઇતિહાસ. | ૧–૦ |
| પૃથિરાજ ચહુઆણ.(બીજી આવૃતી હવે પછી) | ૧–૩ |
| કચ્છનો શાળોપયોગી ઇતિહાસ. | ૦–૨ |

મુંબાઇમાં—ઇશ્વિરદાસ લાયબ્રેરી.

રા૦જ્યેષ્ટારામ મુકુંદજી.

અમદાવાદ—ગુ૦ વર્નાક્યુલર સોસાઇટી.

રાજકોટ—વિજ્ઞાન વિલાસ આફીસ.

ભુજ—મેહેતાજી જગન્નાથ જેઠાલાલ.

